ભાગળ, ભાઠવાળી પોળમાં આવેલા આ
ન બંધુ" પ્રી. પ્રેસમાં ગોવિંદજી ડાહ્યાભાઈ
નાયકે છાપ્યું.

---

મૂલ્ય —
વાંચન, વિચાર અને સત્યનું શોધન.



પીરા

સૈયદ બાવાસાહેબ

# ખાકીને જ





પ્રકાશક—

મીસ્ત્રી નારાયણજી રામજી કોન્ટ્રેક્ટર

(કચ્છ વીરાણીવાળા)

## પીરાણા "સતપંથ"નાં ભયંકર કારસ્થાન !
## તેની હિંદુભાઈઓને ધર્મભ્રષ્ટ કરનારી ભેદી અને છુપી લીલાઓ !

આજે તો હિંદુજાતિ પૂર્વનાં મહા પાપે જગભાજીની સ્થિતિમાં આવી પડી છે, આ જગતમાં અનાથ નધણીયાતી સ્ત્રીની સૌ કોઈ જેમ ફાવે તેમ છેડ કરે છે, એ પ્રમાંણે આજકાલ નાટક, સીનેમા, ફારસ, ભવાઈ, વારતા, નવલકથા અને પરધર્મીઓનાં ન્હાનાં મ્હોટાં અનેક પુસ્તકોમાં હિંદુધર્મ અને દેવદેવીઓની પણ લોકો જેમ ફાવે તેમ ફજેતી અને ઠેકડીઓ કરે છે–

તેમાં પણ ધર્મઢોંગી સતપંથને નામે ચાલતા કેટલાક બનાવટી પંથો તો હિંદુઓનાં પરમપવિત્ર દેવ-દેવીઓની અનેક વરસોથી ફાવે તેમ નિંદા અને ઠઠ્ઠા કરે છે, એ પાખંડીઓ પોતે અને પોતાના પ્રપંચી પૂર્વજોને શિવ, વિષ્ણુ અને બ્રહ્માના અવતારો બનાવી-મનાવી રહ્યા છે, સઘળા હિંદુ, પારસી, જૈન, શિખ અને બૌધોએ પણ પરમપવિત્ર માનેલી એવી ગાયમાતાનો વધ કરવો, એ આ જુગમાં મહાન પુણ્યનું કામ છે, એમ પોતાના બુદ્ધ-અવતારમાં પાંડવોને સાક્ષાત બુદ્ધભગવાને બોધ કરેલો હોવાનું બતાવીને, પાંડવોને હાથે રૌ રૌ નરકમાં ધકેલનારો ગૌવધ કરાવેલો છે.

હિંદુઓએ માનેલા ઇશ્વરના બધા અવતારોને ખોટા જણાવી, છેલ્લો દશમો અલિનો અવતાર થયો છે, એજ ખરો માનવાલાયક છે, અને હાજરાહજુર ઇશ્વર તો એક અમારા ઇમામજ છે, એવી હડહડતી પ્રપંચજાળ ગોઠવીને અનેક યુક્તિ-પ્રયુક્તિથી તેઓ હિંદુઓને વટલાવી ધર્મભ્રષ્ટ અને કર્મભ્રષ્ટ કરે છે અમદાવાદમાં, તેની પાસે પીરાણામાં, સુરતમાં, રાંદેરમાં, સુરત પાસેના માંગરોળ ગામમાં, નવસારીમાં, આણંદમાં, વગેરે અનેક ઠેકાણે ગુજરાતમાં, તેમજ કાઠીયાવાડ, કચ્છ, સિંધ, પંજાબ વગેરે હિંદના ઘણા દેશોમાં તેમનાં ભવ્ય કારખાનાં અને કારસ્થાનો ચાલી રહ્યાં છે. અનેક પેટભરાઓ - પગારદાર દાઇઓ તરીકે ફકિરોને દરવેશોને રાખી, મિશનરી તરીકે ભયંકર ષડ્યંત્રો ગોઠવીને, પોતાનો ઠગાઇનો ધંધો તેઓ ગામેગામ ધમધોકાર ચલાવી રહ્યા છે, એ દાઇઓ અજાણ્યા-ભોળા અભણ લોકોનો શિકાર શોધતાજ ફરે છે. ભીલ, કોળી, કાછીઆ, કાળીપરજના લોકો, ઢેડ, અત્યંજ વિગેરે હલકી વરણના હજારો લોકો, તેમની એ કુટિલજાળના ભોગ થઇનેસહેલાઇથી ફસાઇ રહ્યા છે, કેમકે હિંદુઓમાંથી તો કોઇ તેમને સીધો રસ્તો બતાવનાર કે ખરો ધર્મોપદેશ કરનાર નથી-અરે ! વખતસર ચેતવણી આપીને આવા પ્રપંચીઓના પાશમાંથી તેમને કોઈ બચાવી લેનાર પણ નથી ! એટલે એ બિચારા ભોળા લોકો તો એ દાઇ અને દલાલોને ફિરસ્તા જેવાજ સમજી લે છે અને જાણે બેહેસ્ત (સ્વર્ગ) નો પરવાનો પણ તેમની મારફતેજ મળવાનો હોય. એમ સાચું-ખોટું, દિવસ-રાત, કંઈ જોયા તપાસ્યા વિનાજ મીયાંજીના કહેવાથી ચાંદે ચાંદ માની લે છે ! એ દાઇઓ અને દરવેશો તેમને ચેલા મુંડે છે, દસોંદને નામે તેમની પાસેથી પૈસા ઓકાવે છે, નૂર અને અમીના ભ્રષ્ટ ગોળીઓ ખવરાવી તેમની દેહ વટલાવે છે-અન દશાંતરી ગાવંતરી કે દુવાને નામે કલમા અને ફરમાનજી પઢાવી, તેમની દેખતી આંખોમાં ધૂળ છાંટીને તેમને જગજાહેર મામદા હિંદુ બનાવે છે !

સદરહુ સૈયદ બાવામિયાં અહમદઅલિ ખાકી, તેમજ પીરાણા સતપંથી બીજા પણ સૈયદો અને મમણકાકા વગેરે બધા એ પાખંડી પંથના આગેવાનોને પણ અમે અહીં જાહેર ચેલેંજ કરીએ છીએ જો તમારો "સતપંથ" એ કોઇપણ જાણીતા હિંદુ-મુસલમાન-બૌધ-ખ્રિસ્તી વીગેરે જાહેર ની શાખા હોય, તો તમે મેદાનમાં બહાર આવીને તે સાબીત કરો; નહીં તો અમે તમારી ને તમારા ઢોંગી સતપંથની જાળમાં ફસાયેલા હજારો ભોળા હિંદુઓને ચેતાવવાની અમારી ખાસ જ સમજીએ છીએ કે, તમારો સતપંથ, નથી હિંદુ અને નથી કોઈ મુસલમાન ધર્મની

ધુ એ તો ભોળા લોકોને ધુતી અને લુંટી ખાવાને એક કલ્પિત ઉભું કરેલું ત
તાલબી બાજરબટ્ટુ લોકોએ ચલાવેલું બનાવ તીગજ છે. અને તે આજ-
રકારી રાજ્યમાં તેમજ વિદ્યા અને વિજ્ઞાનથી પ્રકાશિ ફેલા જમાનામાં કદિપણ ચાલવ

તમારા "સતપંથ"ના છુપા જ્ઞાનો અને શાસ્ત્રો જોતાં, તેમાનાં હડહડતાં જૂઠાણાં તેમજ પાપકર્મોના પોલ તરત ઉઘાડી પડી જાય છે અને તેનું તારણ કરીને અને આ નીચેના છ મુદ્દાઓ તમારી આંખો સામે અમે ટાંકી બતાવીએ છીએ. તે બધા તમારા પોતાના આચાર, વિચાર, વ્યવહાર અને શાસ્ત્રો તેમજ જ્ઞાનોના જોયેલા, જાણેલા અને ખાત્રીપૂર્વક ટાંકેલા ખરા મુદ્દાઓ છે–તેમાંનો કોઇ ખોટો હોય, તો પ્રકાશમાં આવી, સિદ્ધ કરી તમારી બહાદૂરી બતાવો.

અનેક શાસ્ત્રીય, ઐતિહાસિક, સતપંથી અને પ્રત્યક્ષ પ્રમાણોથી એ સ્પષ્ટ સિદ્ધ થાય છે કે;–

(૧) પીરાણા સતપથ એ કોઇ હિંદુધર્મની શાખા નથી. તેમજ કોઇ ઈસ્લામી ધર્મની શાખા પણ નથી. એ પંથનો મૂળ સ્થાપક ઇમામશાહ સીયા ઇસ્માઇલી, નિઝારી શાખાના ઇરાની ઇમામનો એક પગારદાર દાઇ એટલે મિશનરી હતો, પણ તેણે પોતાના સ્વાર્થ અને લોભની ખાતર એ વખતના ચાલુ સતપથમાં કેટલાક મનમાન્યતા કપોળકલ્પિત ફેરફારો કરીને પોતાનો નવો. બિન-આધાર ખીચડીયા નવો પથ સ્થાપ્યો છે.

(૨) ઇસલામી ધર્મ, અવતારવાદને, દેવદેવીઓને અથવા ઘટ–પાટ જોત જેવી કોઇ પણ ક્રિયાને માનતો નથી. અને તે માનનારને તેઓ કાફિર, નાસ્તિક અને ઇસ્લામનાં વિરોધી ગણે છે. એટલે એ નિયમાનુસાર "સતપથ" કોઇ ઇસલામી ધર્મ નથી.

(૩) સતપંથમાં ચાલતાં જ્ઞાનો અને ધર્મ–પુસ્તકોમા જે જે હકીકતો અને લખાણો આપેલાં છે, તેમનો હિંદુ ધર્મ, કે શાસ્ત્રો સાથે કઈ પણ સંબધ નથી; અને એ બધાં લખાણો પરસ્પર વિરોધા વિચારે અ.. બનાવટી હકીકતોથી ભરેલા છે. એટલે તેમને હિંદુ ધર્મ સાથે કંઇ પણ લાગતું વળગતું નથી.

(૪) સતપંથનાં હસ્તલિખિત પુસ્તકોમાં ભોળા–અજ્ઞાન લોકોને આજી નાખી, લલચાવી, પોતાનાં નકટા પથમાં ખેંચવા માટે જે જે ચમત્કારો અને અદ્દભુત પરચાઓ આપેલા છે, તે બધા અસંભવિત ગપ્પ ગોળા અને જુઠા, કલ્પિત જોડી કાઢેલા ટુચકાઓ છે. કોઇ દેશ કે કોમના કોઇ પણ ઇતિહાસમાં તેમની સત્યતાનો કઇ પણ પૂરાવો મળતો નથી. તેમજ મૂર્ખ માણસો પણ ન માને, એવી હસવા લાયક ગપ્પોનો તે એક તરકટી ખજનોજ છે.

(૪] એ "સતપથ' ચલાવનારા ઇમામશાહના વંશના સૈયદો પોતેજ કોઇ સતપથનાં જ્ઞાનો કે ગ્રંથોને માનતા નથી. તેમજ હિંદુ દેવના અવતારોને પણ માનતાં નથી. તેઓ તો કુરાનને માને છે અને સતપથમાં મનાઇ કરેલી કાંદા, તમાકુ, માસાદિ ચીજોનો સરેઆમ ઉપયોગ કરે છે.

(૫) સતપથ પ્રવર્ત્તકો પોતેજ પ્રપચી અને જુઠા છે, તેમજ તેમના હસ્તલિખિત પુસ્તકો, પુરાણો, જ્ઞાનો અને લખાણો પણ બધાં જુઠાં છે, એટલા માટેજ તેઓ પોતાના સેવકોને વારંવાર તાકીદ કરે છે કે, આ પથની હકીકત કોઇને કહેવી નહીં, અને ધર્મક્રિયાઓ તેમજ ભક્તિ કોઈ ન જાણે એવી છૂપી રીતેજ કરવી. વળી પરધર્મીઓને પોતાના ખાનામાં આવવા પણ ન દેવા તેમજ ધર્મનાં પુસ્તકો વીગેરે તેમને કદિપણ બતાવવાં નહીં! તેમનાં જ્ઞાનમાં અનેક ઠેકાણે એ બાબત ખાસ ભલામણ કરવામાં આવે છે. દૃષ્ટાંત તરીકે :—

"સતપંથનો પડદો જે કોઈ ખોલે, તેનો જીવડો દોજખે જાશે જીરે!"

એટલે એક વખત તેમની કપટ જાળમાં ફસાયલો, કોઇ ઠેકાણે એ પંથનો ભેદ ખોલી શકતો. જે ધર્મ ન્યાય અને નીતિનાં ધોરણસર બધાયો હોય, તેને કદિપણ ગુપ્ત રીતે પડદા પા કે ફેલાવવામા આવતો નથી પ ચાર્વાક કે વામમાર્ગ જેવો દુરાચાર ફેલાવનારો હે ંચનાં પાટીયાં ગોઠવીને બનાવ કરેલો હોય, તેમનેજ ચોરની પેઠે રાત્રિના અંધાર તેમજ ફેલાવવામાં આવે છે. તનપથીઓમાં સત્યતા કે બહાદૂરી હોત, તો તેઓ ખૂલી પ્રકાશમાં આવીને પોત ની સત્યતા ન બતાવી હોત?

રમાં ચેલેંજો કરી; તેનો જવાબ સરખો આપવાનું, તમારા સેંકડો સૈયદો, કાકાઓ કે હજારો સેવક સેવડાંઓમાંથી તો કોઇપણ આજ સુધી પાણી બતાવી શક્યોજ નથી, એજ સ્પષ્ટ બતાવી આપે છે કે, અમોએ જણાવેલા બધા આક્ષેપો અક્ષરશઃ ખરા છે અને તેનો કંઇ ખોટો કે સાચો ખુલાસો કરવાની પણ પીરાણા સતપંથીઓમાંથી કોઇની તાકાત નથી, કહો—ત્યારે મહાન્ ધૂર્તબાજ કોણ? સામાન્ય જનોને ઠગવાનાં કાળાં કાવત્રાં કોણ કરે છે ? અમે કે તમે ? તમને તો એ ધૂર્તબાજી અને ઠગાઇનાં કાવત્રાં કર્યાં વગર પેટ ભરવાનો બીજો રસ્તોજ નથી, અને અમે તો તમારાં એ પાખંડ, ઠગાઇ, પાપ, કાવત્રાં અને પોલોને ઉઘાડાં પાડીને, ધોળે દહાડે લૂટ ચલાવનારા ધર્મલૂટારાઓના હાથમાંથી અમારા ભોળા હિંદુ ભાઇઓને બચાવવા માટે અમારી પસીનાની ખરી સકમાઇનો, તન-મન—ધનનો—હજારોની રકમોનો અને અમૂલ્ય વખત તથા બુદ્ધિશકિતનો પણ ભોગ આપીને જ્ઞાતિસેવા અને ધર્મ-સેવા આજે વરસોથી કરી રહ્યા છીએ, અને તમારાં પાખંડ તથા તમારો પાપમાર્ગ અમારી જાતિમાંથી છેક નાબુદ ન થાય, ત્યાં સુધી શહીદ ( ધર્મ માટે ઝૂઝનારા ) તરીકે અમારી જીંદગીનો ભોગ આપવાની ભીષ્મપ્રતિજ્ઞા પણ કરી બેઠા છીએ, એ સત્ય તમોને જગજાહેર જણાવી તેમજ છપાવી-ચર્ચા-સભાઓમાં તેના પોકારો ઉઠાવીને વરસો થયા અમે જગતને પણ બતાવી રહ્યા છીએ, છતાં જો તમારામાં એક છાટો પણ સચ્ચાઇનો હોય, તો હજી બહાર કેમ નથી આવતા ? ઘુવડની પેઠે પીરાણાના ખુણામાંજ ચુડીઓ પેરીને રડતી સુરતે બેસી શા માટે રહ્યા છો ? અમે તો હજારોનાં ઇનામો છપાવ્યા, છતાય કોઇ ખુશામતી ટટ્ટુને પણ ખોટો કે ખરો જવાબ દેવાને યે તમે કેમ તૈયાર નથી કરી શકયા ? જો સચ્ચાઇ હોય, તો બહાર પડાયને ? હવે કોણ જુઠું બોલે છે અને લખે છે, તેમજ અનેક જાતના પાપ—પ્રપંચ તેમજ કાવત્રાં કોણ ચલાવે છે, તેની જગત્ સમક્ષ આપણે પરસ્પરના સમાધાન ખાતર ખાત્રી કરીએ.

---

(પીરાણામાં ગંગાજી પ્રકટ થવાની એક નવી જાળ પાથરવા બાબત હકીકતની પહેલવહેલી જયારે અમને જાણ થઈ, ત્યારે અમારા તરફથી લોકોને સાવચેત કરવા માટે છપાવીને મફત વહેંચવામાં આવેલી જાહેર ખબરની નકલ )

# પ્રપંચીઓના પાપ !

# અને

# " કલિ મહારાજની પોપલીલા !"

## પીરાણામાં ગંગાજી પ્રગટ થવાનું હાલ ઉભું થયેલું એક નવું ધતીંગ !

"સતપંથ"ના નામે ઓળખાતા 'ન હિંદુ ન મુસલમાન' એવા એ અર્ધદગ્ધ કબ્રસ્તાની કુટિલ પંથની આજકાલ પડતી થતી જોઈને, તેના મુજાવર લક્ષ્મણ કાકાએ પાથરેલી એક નવી—ન મનાય તેવી—પ્રપંચ—જાળ !

**કચ્છના કડવા પાટીદાર તેમજ અન્ય હિંદુભાઈઓને ખાસ ચેતવણી !**

આ સંસ્કૃતિ, વિજ્ઞાન અને સુધારાના જમાનામાં જગતની સઘળી પ્રજાઓ જ્યારે મક્કમ પગે પોતાની પ્રગતિ કરી રહી છે, મહાન હિન્દુસમાજની અનેક જ્ઞાતિઓ પણ જ્યારે સ્વદેશ અને

સ્વધર્મના સેવાવ્રત સ્વીકારીને પોતાની ઉન્નતિના પ્રબલ પ્રયાસો આદરી રહી છે, ત્યારે આવા પ્રકાશિત જમાનામાં પણ પોતાનાં પાપી પેટને ખાતર કેટલાક પ્રપંચી લોકો હજુ સુધી પોતાના પાપમાર્ગને છોડતા નથી અને ભોળા હિન્દુઓને ઠગવાની અનેક યુક્તિઓ અજમાવી રહ્યા છે, એ ખરેખર કુટિલ કલિકાલનુંજ મહાત્મ્ય છે! પણ એવા ઠગોને હાથે ધોળે દહાડે હિંદુભાઇઓ દેખતી આંખે આંધળા બનીને પોતાની સ્વેચ્છાથી લૂટાય, એ પણ અજ્ઞાનનું કેવું પ્રબલ મહાત્મ્ય ગણાય?

અમદાવાદ પાસેના પીરાણામાં ચાલતા "સતપંથ" સંબંધી ઘણું ઘણું લખાયું છે. હિંદુઓને અનેક છળ–પ્રપંચોથી વટલાવી મુમના એટલે મામદા–હિંદુ ( નહી હિંદુ–નહીં મુસલમાન ) બનાવવાના ખાસ ઇજારદાર એ ખીચડીયા પંથના મુજાવર લક્ષ્મણ કાકાએ જ્યારે જોયું, કે પોતાના ધંધાને સુધારકોના પ્રયત્નોથી બહુ ધક્કો પહોંચ્યો છે, અને અંધશ્રદ્ધાની અંધારી ઉતરી જવાથી સંખ્યાબંધ શિષ્યો અને સેવકો તેમાંથી છુટા થતા જાય છે, ત્યારે કંઇક ચમત્કાર બતાવીને નમસ્કાર કરાવવા માટે હમણાં એક નવું ધતીંગ ગોઠવીને તેમણે બ્હાર પાડયું છે! પોતાના રેવડી–ગંડેરીવાળા, પ્રસાદચાટુ કેટલાક સેવકો મારફતે હાલ લક્ષ્મણ કાકાએ એવી અફવા ફેલાવી છે કે, પીરાણામાં તો ગંગાજી પ્રગટ થયાં છે! અને પીરાણા પંથીઓને પાવન કરવા માટે આ જાત્રાના માસમાં તો એ ગંગાજી ખૂબ નાચી કુદીને પોતાનો પ્રભાવ બતાવશે!" (અને પાપને કે પછી મૂર્ખાઓના પૈસાને પણ ધોઇજ નાખશે!) આવો એક અજબ ગપગોળો ચલાવ્યો છે!

"એ ગંગાજીના દર્શન અને સ્નાનથી પાવન થઇને સેવકો બાગે બહેસ્તનો (સ્વર્ગનો) ઇજારો મેળવી શકશે, માટે સઘળા સેવકોએ આ સોનેરી તકનો લાભ ગુમાવવો નહી!" (બેહેસ્તનો તો જાણે ઇજારોજ લીધો હોય ને!)

આ પ્રમાણે ભોળા હિંદુઓને ભરમાવવાની આ નવી ગંગાજાળ (!) ગોઠવીને લોકોને છેતરી ખાવાનું હાલ આ નવું પાખંડ ઉભું કર્યું છે. હમણાંજ અમને એક સ્નેહીના પત્રદ્વારા ખબર મળી છે કે, જે વાતો હાલ એ બાબત ફેલાવવામા આવે છે, તેની કપટરચના આ પ્રકારે જોવામા આવી છે:–

### સૈયદ મીરૂના વાડામાં ગંગાજી ફૂટી નીકળ્યાં!

પીરાણા મુકામે સૈયદ મીરૂબાવાના મકાનની આથમણી અને દક્ષિણાદિ તરફના ખુણામાં એક જૂનો અવાવરૂ વાડો હતો. એ વાડાની જમીન ફાડીને ગંગા માતાજી પ્રગટ થયાં છે અને તેમાંથી ધક ધક કરતો પાણીનો પ્રવાહ વહેવા લાગ્યો છે અને તે પાણીમાં છોકરાંઓ તો નાહ્યાં પણ ખરાં! પાણી બહુજ નિર્મળ હતુ, અને વળી એ ગંગાજળના વધારાના ચમત્કારમાં જણાવે છે કે, જેવી રીતે દીવાની જ્યોત બળે છે, એવી રીતે એ પાણીથી ચોવીસ કલાક સુધી તો જ્યોતિ જાગી! અને જાત્રાના વખતમાં તેનો હજી એથી પણ વધારે ચમત્કાર નજરે પડશે! આવી રીતનાં ચમત્કારિક ગંગાજી" કાગળો પીરાણાના મુજાવર અને સિદ્ધસાધકોએ દેશોદેશ લખાવ્યા છે, જેથી તરત દર્શન કરવા ? દશોંદની દક્ષણા ધરવાને પરદેશી ભોળા સેવકો દોડ્યા આવે છે, તેથી એ કાવત્રાંબાજોની ધારણા અંશે સફળ પણ થવા લાગી છે. મૂળ તો એ અર્ધદગ્ધ પંથમાં ભળેલા લોકો છેકજ અજ્ઞાન, કં કોળી, કાછીયા, ગોલારાણા, ભીલ, મોચી, ઘાંચી વિગેરે કાળા અક્ષરને કૂટી મારે તેવા અને ૯ ભેલછાવાળા, તેમને આવી આવી ચમત્કારની વાતો સંભળાવવામાં આવે, એટલે મર્કટને મદિરા જેવુંજ પરિણામ આવે, તેમા શુ નવાઇ? એક બીજા ભાઇ લખે છે કે, "આ ગંગાજીના સમાચાર ર ને સુરત, ભરૂચ, અમદાવાદ, ગુજરાત, કચ્છ, કાઠિયાવાડ, કરાંચી અને સિંધ–હૈદ્રાબાદ જેવા ન અને દૂરના ભાગોમાંથી પણ અજ્ઞાન અને કાચા મગજના સેંકડો ભોળાં ભગતડાંઓના ટોળાં, પી

# હિંદુઓને વટલાવનારા પીરાણા—સતપંથીઓની
# નવી પ્રપંચી ઈંદ્રજાળનો ભેદભરમ.



વ્હાલા કડવા પાટીદાર બંધુઓ તથા સ્વધર્મપ્રેમી સર્વ હિન્દુભાઇઓની સેવામાં—

સવિનય નિવેદન કે, આજથી આશરે એએક માસ અગાઉ પીરાણા સતપંથીઓના અવનવા ઢોંગ અને પ્રપંચો ઉઘાડા પાડનારૂં એક હેંડબીલ વહેંચવામાં આવ્યુ હતું. અને એ કલિયુગી ખીચડીઆ પંથના આગેવાનો ભોળી અને અજ્ઞાન હિંદુજાતિઓને કેવી કેવી કુટિલ કળાઓથી લલચાવી વટલાવીને ધર્મભ્રષ્ટ કરે છે, તથા ધર્મની સાથે ધનનું પણ હરણ કરે છે, એતો અમારી પાટીદાર પરિષદ્‌ની તેમજ યુવક મંડળની જાહેર ચળવળથી ગુજરાતી પ્રજાને સારી રીતે વિદિત થઇ જ ચૂકયું છે. પણ આજકાલ જ્યારથી શુદ્ધિ અને હિંદુ મહાસભાની પ્રવૃત્તિઓ વિશેષ પ્રકાશમાં આવી છે, ત્યારથી એ કબ્રસ્તાની પંથવાળાઓને બેવડું ઝનૂન ચડયું છે, અને તેઓ પોતાના કાવાદાવા તેમજ છળપ્રપંચોમાં વધારે બહાદુરી બતાવવા લાગ્યા છે છતાં પણ તેમનાં એ બધા પાખંડો અને પોગળ ઉઘાડાં પાડવાના મારા અનેક લેખો, ભાષણો અથવા જાહેર વિરોધોમાંથી એકેનો જવાબ દેવાની કોઇ પણ પીરાણાપંથીમાં આજસુધી તાકાત નહોતી. આજે સત્તર સત્તર વરસથી હું તેમની પાછળ પડયો છું, અને આડકતરી રીતે તેઓ પણ મારી પાછળ પડયા છે—મને નુકશાન પહોંચાડવાની અનેક જાતની ધમકીઓ તેમજ લાલચો પણ આપી ચૂકી છે—. પણ હું મારા પાટીદાર ભાઇઓને સેંકડોની સંખ્યામાં તેમની સત્યાનાશી પ્રપંચજાળમાંથી છોડાવીને શુદ્ધ હિંદુધર્મમાં લાવુ છું, ત્યારે અજ્ઞાનના અંધારાથી ઘેરાયેલા અમારા કચ્છ દેશના ઘરેરા—આગેવાનોની મારફતે તેઓ એજ ભાઇઓ ઉપર દબાણ અને જુલમ ચલાવી, તેમને પાછી પોતાના (અ) સતપંથની ફાંસા દોરી ઘાલવાના પ્રાણતોડ પ્રયાસો કરી રહ્યા છે! મુખીઓ અને આગેવાનોને મફતનો માલ ખાવાનો મળે છે, એટલે તેમના તો લોભે લક્ષણ જાય, એમાં નવાઇ નથી; પરંતુ ઇશ્વર હમેશાં સત્યના પક્ષમાંજ હોય છે, એથી તેમના સામટા પ્રયાસોથી પણ અમારા પવિત્ર કાર્યને આજસુધી તો ઇશ્વર કૃપાએ કંઇ પણ હાનિ કે ધક્કો પહોંચ્યો નથી, અને જાહેરમા તેઓ પોતાનો કશો બચાવ કરવા પણ આજસુધી બહાર પડી શકયા નથી! પરંતુ હાલમાં આશરે એકાદ મહીના અગાઉ એક સૈયદ બાવાસાહેબ અહમદઅલિ ખાકી નામનો સતપંથી સૈયદ, જેને રજક, રોટલો અને ઓટલો પણ એ પીરાણા સતપંથને પ્રતાપેજ મળે છે, તેમણે એક હેંડબીલ બહાર પાડીને મને અણઘટતા શબ્દોથી ગાળો ભાંડવાનીજ બહાદૂરી બતાવી છે. તેઓ પોતાનાં એ હેંડબીલમાં મારા એક પણ આક્ષેપનો સીધો ઉત્તર આપવાની તો તાકાતજ નથી ધરાવતા, પણ તેમના એક પુસ્તકમાંથી મેં જે ઉતારાઓ ટાંકેલા હતા, તે એમનો પોતાનો ગ્રંથ—એવું હડહડતું જુઠું લખી છપાવવાની તેઓ હાલ વીરતા બતાવી રહ્યા છે! અને એમનાં એ જુઠાણાંનો જો રદીયો આપવામાં નહીં આવે, તો વખતે ભોળા લોકોને ઉંધુચત્તું સમજાવી, તેમને વટલાવવાનાં પોતાનાં પાપકાર્યમાં તેઓ વધારે ફાવી જાય, એ માટે તેમના પ્રપંચેનો પડદો ઉઘાડો પાડવાના ખાસ હેતુથી તેમજ ભોળા હિંદુભાઇઓને તેમની બાજીની ખાસ ચેતવણી આપવા માટે, આ મારૂં ખુલાસાપત્ર આપની સેવામાં હાજર કરૂં છું, તેને લક્ષમાં ઉતારી, સ્વધર્મની રક્ષા માટે યોગ્ય ઉપાયો લેશો, અને તેમજ હિંદુપ્રજાને આભારી કરશોજી.

લી॰ આપ સર્વનો વિનીત સેવક,

**પટેલ નારાયણજી રામજીભાઇ કોન્ટ્રાકટર.**

કચ્છ વીરાણીવાળા—હાલ ઘાટકોપર—મુંબઇ. ની

# એક સતપંથી શઠ સૈયદની શબ્દજાળ !

ખાય તેનું ખોદે અને પૂજે તેમને ખૂદે, એવા એક ગુણચોર કળજૂગી પીરાણા સતપંથી **સાંઈમૌલા (?)** ની હિમ્મત ભરેલી હરામખોરી !

**સૈયદ બાવાસાહેબ અહમદઅલી ખાકીનો ખાલી ખખડાટ !**

– અને –

જુઠાણાંથી સત્યને ધોઇ નાખવાના તેમનાં ફોકટ ફાંફાં !

ગંદી ગંધાતી ગટર જેવા પેલા ગંગવા કુવામાંથી આજે સતર વરસે દેડકાની પેઠે ડોકું બહાર કહાડીને, એક ખેરીચાતનો ખીચડો ખાનારા ધર્મઢોંગી સૈયદ, પોતાને હાથેજ પોતાના લેખને ગરદન મારવાને કેવી બહાદુરીથી બહાર પડયા છે, તેનો એક રસીક ઇતિહાસ ! તથા—

**એમનાં હડહડતાં જુઠાણાંને એક જાહેર ચેલેંજ !**

આશરે બેએક મહીના અગાઉ અમોએ ખાસ હેંડબીલો છપાવીને પીરાણાની પોલો ખોલીને, તેની નકલો એક સાપ્તાહિક પત્રમાં અને છુટક વહેંચાવી હતી, અને ગંગાજી પ્રકટવાની જાળ બાબતની અમારા ભોળા અને અંધશ્રદ્ધાળુ કડવા પાટીદારોને સમયસરની અમે ખાસ ચેતવણી આપી હતી કે, "પીરાણામાં ગંગાજી ફાટી નીકળ્યાં છે!" એવો એક ગપ્પગોળો ચલાવીને કેટલાક સ્વાર્થસાધુ, મફત માલકુદુ પીરાણા સતપંથ સૈયદો અને કાકાએ સાથે મળીને આપણી જ્ઞાતિના તેમજ બીજા હિંદુજાતિના આપણા હજારો ભાઇઓને ધૂતી ખાવાની એક નવી જાળ બિછાવી છે, માટે એ પ્રપંચી ઇંદ્રિજાળથી સાવચેત રહેજો ! એજ હેંડબીલમાં પીરાણા સંસ્થાનના એક સૈયદ બાવાસાહેબ અહમદઅલી ખાકીએ પોતાની છપાવેલી "બુદ્ધાવતાર" નામની ચોપડીમાંથી **તેના પોતાના** શબ્દોના ઉતારામાંજ ધર્મઢોંગી અને મતલબી લક્ષ્મણકાકા તથા સૈયદોને લક્ષીને તેણે જે સખ્ત ટીકા કરી હતી, તે અમે ટાંકી બતાવી હતી. પણ એ લખાણની જાણ થતાંજ કાકા તથા કેટલાક સૈયદોએ સદરહુ સૈયદ બાવાસાહેબ ખાકીને સારી રીતે ધમકી, પુષ્પાંજલિ, વગેરેનો પ્રસાદ ચખાડયો, તેમજ એ સૈયદ અને તેનાં માતાજીની ખોરાકનો જન્મસિદ્ધ હક્ક ડુબાવવાની પણ શિક્ષા કરવામાં આવી, એથી મીયાંજીએ ફેરવી બાંધી ! પોતાની ચોપડીનાં કેટલાંક લખાણો કેન્સલ કરવાની પણ કબુલાત આપીને, થુંકેલું ચાટવાની અને બોલેલું પાછું ગળી જવાની તેણે હાલમાં મહાન્ બહાદુરી બતાવી છે!

**સૈયદ બાવા સાહેબને બે હિતવચનો.**

સૈયદ બાવા મિયાંજી ! હવે તો બહુ થયુ ! ઘણાં સૈકાઓ સુધી તમે અને તમારા બાપદાદાઓ પારકાં ધન અને ધર્મનું હરણ કરીને, તથા પાપે પેટ ભરીને, પોતાના અમૂલ્ય મનુષ્યજીવનને કપટબાજી સફલ કરી લીધું છે, પણ હવે તો દુનિયાં જાગતી જાય છે! દેખતી આંખે, દીવો હાથમાં લઇને કુવે નારાની સંખ્યા હવે તો દિવસ ઉગતાં ઓછીજ થતી જાય છે ! હવે તો કોઇકજ હૈયાફુટો તમારી ફુંકીને કાતરી ખાનારી પૉલીસી અને જૂઠી બાજીની સાણસાજાળમાં સપડાઇને જાતેજ પોતાને ગળે ઘાલવાને તૈયાર થશે; કેમકે દિવસ ઉગતાં તમારા એ અર્ધદગ્ધ મામદાહિંદુ ખીચડીયા પંથમાંથી ( ચના અને લોભના ભોગે શિકાર બનેલા સેંકડો ભોળા હિંદુલોકો પાછા છૂટા પડીને પુનઃ પવિત્ર વેદધ અંગીકાર કરતા જાય છે, અને તેમને લલચાવી–સમજાવી–પોતાની જાળમાં જાળવી રાખવાના તમારા ( પ્રયાસો હવે પાણીમાંજ જાય છે ! ઉપરાંત તમારા પંથના પોગળ માટે વખતો વખત અમે પણ જ

(૬) સતપંથની નેમ, ફક્ત એક પોતાના ઇમામનીજ ખોટી બડાઇ ગાઇને, હિંદુ, મુસલમાન બૌદ્ધ, જૈન, વીગેરે દુનિયાંના બીજા તમામ ધર્મોની હાંસી અને નિંદા કરવાની છે, તેમજ જગતના બીજા બધા મત-સપ્રદાયો જૂઠા અને નરકે લઇ જનારા છે, સ્વર્ગનો ઇજારો તો એક અમારા સતપંથેજ રાખેલો છે, એવું ઠસાવી સેવકોને ચોખ્ખી રીતે ધૂતી તેમજ લૂટી ખાવાનીજ તેમની ખરી નિષ્ઠા છે. આ છ મુદ્દા તેમના પોતાનાં પ્રમાણુસર આપેલા છે.

**પ્રમાણો**:—જૂઓ તેમનાં ગીનાનમાંથીજ થોડા નમૂના અહીં તપાસી જોઇએ.

"હિંદુ અંધા ઔર મુસલમાન કાણા, દોનોકી બિચમેં સતપંથ સમાણા."

હિંદુઓ આંધળા છે અને મુસલમાનો કાણા છે-એટલે ચોખુ છે કે સતપંથ નથી હિંદુ અને નથી મુસલમાન, એ તો તેમની પોતાની વાણી અને કબુલાત ઉપરથીજ સિદ્ધ થઇ જાય છે-

હવે બધા ધર્મોની તેઓ કેવી નીચ નિંદા કરે છે, તે જૂઓ :—

" સતપંથી જ્ઞાનમાં ગાય છેઃ--

"રોવે રોવે હિંદુડા, રોવે મુલ્લાં કાજીડા; રોવે બ્રાહ્મણ જોશીડા, વાંચન પોથાં પુરાણાં;
રોવે જંદા જોગીડા, જીકો મરણુ મસાણુ; રોવે રોવે સંસારી, તે સઘળા રોવે;
એક ન રોવે જેને શાહ પીર પાયા !"

બીજા બધા ધર્મપંથવાળા રૂવે અને એક સતપંથી ભેસ્ત (!) માં ખાજાં ને ખાંડ ખાય, એ ઇજારો કયા ખુદાએ તેમને કયે વ્હાડે આપ્યો છે ?

બીજે સ્થળે હિંદુઓના મુખ્ય ત્રણ દેવ, બ્રહ્મા, વિષ્ણુ મહેશની તેમજ મુસલમાનોના બાવા આદમ, નબી મહમ્મદ અને અલિ ઇમામને અલ્લાહના અને દેવોના અવતારો મનાવી પાક કુરાને શરીફનું પણ હડહડતું અપમાન કરેલું છે. એ બાબતનાં "ગીનાન" માં સતપંથીઓ ગાય છેઃ—

"જીરે ભાઇ ! આજ કળયુગમાં ઇશ્વર આદમ નામ ભણાયા,
ગુરૂ બ્રહ્મા તે નબી મહમ્મદ કહાવ્યા ! હોજીરે ભાઇ !
જીરે ભાઇ ! પુરૂષોત્તમ વિષ્ણુજી, અલીરૂપે નામ ભણાયા !
તેણે નામે રખીસરે ધ્યાયાં, હોજીરે ભાઇ !"

આમાં અલિને સાક્ષાત્ ઇશ્વર-વિષ્ણુ-નો અવતાર અને હજરત મહમ્મદને તો ફક્ત બ્રહ્માનો અવતાર ઠોકી બેસાડી, એક તરફ હિંદુઓને અને બાજી તરફથી મુસલમાનોને ઠગ્યા અને બનાવ્યા છે માત્ર એટલેથીજ પુરૂં થતું નથી. તેમનાં શાસ્ત્રમાં તો એવી હડહડતી નિંદા કરવામાં આવી છે કે તે વાંચી સાંભળીને કોઇ સાચો હિંદુ, જૈન કે મુસલમાન પણ તે સહન કરી શકશે નહીંજ. જૂઓ થોડા નમૂના સતપંથીઓના નવમા બુદ્ધાઅવતારમાં ઇમામશાહ લખે છે કે,—

"બ્રાહ્મણમાંથી બ્રહ્મા ગયા, તે ગુરૂ બ્રહ્માજીનું રૂપ તે નબી મહમ્મદ થયા."

* * * * * *

અડસઠ તીરથની જાત્રાએ જાએ, અને નીત નીત ગંગામાં નાએ,
આજ પથ્થર મૂર્તિની પૂજા કરે, તે ચંડાળ પાક શીરીતે થાએ ?"

સઘળા મુર્તિપૂજકોને આમ ચંડાળ કહીને ગાળો દેવી, એ લખનારની પોતાનીજ નીચતા જણાવે માળકુંડીમાં તો મેલાંનીજ વાસ આવે, ત્યાં બીજું શું હોય ? વળી એ પાપી પુસ્તકમાં ભગવાન્ વ, પાંડવો અને ધર્મરાજાને કહે છે કેઃ—

**"પાપ ઉતારવું હોય તો ઇમાન રાખો અને ગાયને વધેરો, તોજ તમે વૈકુંઠમાં જાશો."**

"ત્યારે પાચે પાંડવે સ્વામી [illegible] કહેવું કબુલ [illegible] અને ગાયને કાપ્યાનો વિચાર નક્કી કર્યો તે પાંડવો કામધેનુ ગાયને લાવ્યાં, અને પાંચે મળીને આલંબ કીધો ! ગાયનું માથું રાજા ધર્મે

લીધું, અને ચાર પગને ચારે ભાઇઓએ માથે ઉપાડયા. ગાયનું ચામડું સતી દ્રૌપદીએ ઓઢયું ! એટલે બુધે કહ્યું કે, તમે હસ્તિનાપુરની બજારમાં નીકળો—ગાયનું લોહી વહે જાય છે અને પાંડવો મુખે બુધનું નામ જપે જાય છે."

એથી પાંડવોના મુગટ સોનાના થયા ! એથી લોકોને અચંબો થયો. એથી પહેલાં બ્રાહ્મણો ગાય કાપી હતી ત્યાં ગયા, અને ગાયની જે આંતરડી પડી હતી તે ઉપાડી લાવ્યા, અને તેની જનોઇ કરીને ગળામાં ઘાલી—તેથી ભાઇઓ ! આજ કલયુગમાં બ્રાહ્મણની જનોઇ તે ગાયની આંતરડી છે, એમ જાણો. બાકી બ્રાહ્મણની વેળા તો વઈ ગઇ" કેવા નીચ અને હડહડતા પાખંડી અને બનાવટી અધર્મના એ લખનારા હોવા જોઇએ? અફસોસ છે કે, હિંદુ—જૈન—પારસી વગેરે કોઇપણ ધર્મિક લાગણી વાળો સમર્થ પુરૂષ, આવા ઘોર અધર્મનો આજસુધી જવાબ લેનારો જાગ્યો નથી. અને આજસુધી એ લોકો આવો ભયંકર પાપાચાર જાહેર ચલાવી રહ્યા છે ! માત્ર એટલુંજ નહીં પણ હજારો હિંદુઓ પણ છુપી રીતે આ મહા નારકી પંથમાં ભળીને સેવકો તરીકે તેને માને છે. આ પ્રમાણે હિંદુ ધર્મનો ભયંકર દ્રોહ કર્યા પછી પોતાનો ખોટો મહિમા વધારવા માટે ઇમામશાહ લખે છે કે,—

"બુધ ભગવાને કહ્યું કે, કળજુગમાં હું ગુપ્ત વેશે રહીશ." પાંડવોએ પુછ્યું :—' તમારા ગુપ્ત અવાસનું ઠેકાણું કહો." બુધે કહ્યું કે, પશ્ચિમ દિશામાં આરબ દેશ, ત્યાં હું દસમો મનુષ્ય અવતાર લઇશ. અને ભરતખંડમાં ઇમામપુરી કેનાં પીરાણામાં ગુરૂબ્રહ્મારૂપે ગુપ્ત રહીશ" વળી તેનાજ ટેકામાં ઇમામશાહ "મુમના ચેતવણી" નામની પોતાની કવિતાની પોથીમાં લખે છે કે.—

એજી અલિને અલ્લાહ કરી માનશે, તેનો પીર તે નબી મહમ્મદ અવતાર,
જે નબીજીની આલમાંહી ઉતરશે, તે પીર મુસલ્લે સાર,—ચેતો૦
એજી આલ નબીજીની સહી કરી માનશે; અલી મહમ્મદના આલ ઉપર ધરી પ્યાર;
એજી તેનાં ઇમાન અમે રાખશું; જ્યારે વરતશે કલજુગ કલી કાળ.—ચેતો૦
તેને પોતાના કરી રાખશુ; આગળ મહા દિનમાંહી ઉતારશું પાર.
અલી તે માનજો અલ્લાહ કરી, તે મુખ ખરી દશોંદ દેજો સાર.—ચેતો૦
આલીયો અમારો આલજો, પીર મુરીદનો એ છે વહેવાર;
અમારે ફરમાને તમે ચાલજો, તો તમારા વધશે પુત્રને પરિવાર.—ચેતો૦
આ સતપથ મેલીને બાહેર જાશે, ને કરશે જૂઠી નિંદાને ચડાવશે આળ.
અને દશોંદ દેતાં ઓછું આણશે, તેના જીવ તે થર નહીં રહેશે લગાર.—ચેતો૦
આ સતપંથ ગુપ્ત આરાધવો, તે પંથનો પડદો ફાસ ન કરવો લગાર.—ચેતો૦

આમાં ઠગાઇ અને બદમાશીની હદજ કરી છે ને ? પોતે સાક્ષાત્ ઇશ્વરનો અવતાર બની બેઠા. અને પોતાની આલ—ઓલાદને માટે પણ ત્રાંબાને પતરે દશોંદનો હક નકી કરતા ગયા ! પુત્ર પરિવાર વધારવાનો, સ્વર્ગમાં દાખલ કરવાનો, પ્રલય વખતે ઉદ્ધાર કરવાનો તો એ ઠગ સાંઇઓલાઓએ ઇજારોજ રાખ્યો છે ! એટલે તેમના વંશ—વારસોને પણ પરસેવાની ખરી કમાઇનું માખણ સદાય ચટાડ્યા કરો ! તો સોનાનાં સ્વર્ગની ચાવી તમનેજ મળશે, વળી જો દશોંદ ન ચુકાવી તો પાયમાલી ! ખબરદાર જો એ પંથનો પડદો ખોલ્યો, કયાંય વાત કરી, અથવા નિંદા ચુગલીયા આળ ચડાવી, તો ત બારજ વાગી જશે !" મીયાંજી ! જો બિલાડીને કહેજ છીકાં તૂટી જતાં હોય, તો પછી તપ કોણ ભાવજ પૂછે ? આવાં તે કેટલાં પાખંડ લખી બતાવવાં અને તેમની કુટિલતાના કેટલાં ગાવાં ? તેનો કંઇ પાર આવે એમજ નથી. એકેએક લખાણ, પરચો અને ચમત્કાર ચ લુચ્ચાઈ, જુઠાઇ અને હરામખોરીથી ભરેલો છે. એમનાં ધ્યાનો, જ્ઞાનો, પૂજાપાઠના છુમંત્રો, ફરમાનજી—કલમા તેમજ દુવામાં સઘળે ઠેકાણે તેમની ઠગાઈ ઉઘાડી પડી જાય છે અને હિં વટલાવી, મુસલમાનોને વગોવી, બંનેને પરસ્પર અથડાવી, પોતાની પાપી પીપુડી બજાવી પ તેમનો હેતુ સ્પષ્ટ દેખાઇ આવે છે. એ બાબતનો સવિસ્તર ઇતિહાસ શ્રી૦ નારાયણજી રામજી૦ છપાય છે, તે વાંચવાની ખાસ ભલામણ સાથે—

વિનીત સેવક,—વસંત.

ણાની જાત્રાએ આવવા લાગ્યાં છે અને પીરાણાના સૈયદોને તેમજ તેમના મુખ્ય મુજાવર સાધુ લખમણ કાકાને ત્યાં હાલ સારો તડાકો પડવા લાગ્યો છે! દર સાલ દશોંદના ધોરણથી જે ટંકશાળ પડતી, તેમાં ગંગાજીને પ્રતાપે વીસ-પચીસ હજારનો આ સાલ જરૂર વધારો થશે." વળી બીજા એક ભાઇ લખે છે કે,-" આ વાત સાંભળીને હું પણ તપાસ કરવા પીરાણે ગયેલો; પરંતુ મેં તો ગંગાજી કે ગોમતીજી કાંઇ ન જોયાં! વાડાની પાસેની થોડી જમીન માત્ર ભીનાશવાળી નજરે પડી. વખતે ગંગાજી મારા જેવાથી શરમાઇને છૂપાઇ ગયા તો નહીં હોય !" છતાં પણ ભકતોની શ્રદ્ધા ખુટતી નથી, એ નવાઇ છે ને! પાડત્રોને હાથે ગાયની કતલ કરાવનારા અને સૈયદોના મુખની પ્રસાદી પીવરાવનારા કબ્રસ્તાની પીરાણામાં તો મુબઇની ગન્ધાતી ગટર પણ પગ મુકતાં ભ્રષ્ટ થવાના ભયથી અચકાય, ત્યાં શંકરના શિર ઉપર બિરાજતી અને કાશી ક્ષેત્રમા વસનારી પવિત્ર ગંગાજી તે ફૂટી નીકળે કે? એ વાત તો સસલાને શીંગડાં અથવા તો વાઝણી કે વિધવાને છોકરાં થવા જેવીજ જણાય છે. અમને તો લાગે છે કે, આસપાસ ભરી રાખેલા કોઇ છૂપા હોજને કે ઢોરોના હવાડાને ખુલ્લો મૂકી દઇને આ ગંગાજીનો નાટક દેખાડવામાં આવ્યો હોય, તો કોણ જાણે !

## પીરાણા પંથની કેટલીક પોલો !

કચ્છીકડવા પાટીદાર યુવકોના પ્રાણતોડ પ્રયાસથી પીરાણાની પોલો હવે તો બહુજ પ્રકાશમાં આવી ગઇ છે. કાકાનો અને સૈયદોનો ભિક્ષાભંડાર ફુટી જવા લાગ્યો છે, અને મુવા પછી સતપંથી મુમનાઓને બેહેસ્તની બાદશાહી તથા પચાસ પચાસ હુરીઓના રંગભોગની લાલચે પણ હવે ભોળા પાટીદારો કે બીજા સેવકોને પૂરેપૂરા ઠગી શકાતા ન હોવાથી, પીરાણા પંથપ્રચારકોએ આ એક નવોજ પાસો ગોઠવ્યો છે! એથી અમે સવેળા અમારા પાટીદાર તથા અન્ય હિંદુભાઇઓને આથી ગંભીર ચેતવણી આપીએ છીએ કે, ગંગાજીમાં નહિ પણ પૈસાની પાયમાલીમાં ન્હાવાને પીરાણે જઈ, દેહ વટલાવી ગોલા, ઘાંચી, મોચી, કોલી, કાછીયા તો ઠીક પણ ગોભક્ષક સૈયદોનુ પણ એઠું ખાઇને ધર્મ ગુમાવી, ઉભયભ્રષ્ટ થવાની આ પ્રંપચજાળમાં હવે મરતાં પણ તમે ફસાતા નહીં! અમારી વધારે તપાસ ચાલુ છે અને એ બાબતનુ સત્ય અમે પ્રજા આગળ શોધીને રજુ કરશું, કેમકે ખોટા પ્રપંચો તે કેટલાક દિવસ ચાલશે? પાપ તો પાતાળ ચીરીને પણ છેવટે પ્રકટ થયા ગવર નહીંજ રહેશે, એ નક્કી સમજજો.

પીરાણા પંથ આવા ધતીંગો અને ગોઠવેલી જાલ-બાજીઓ ઉપરજ રચાયલો છે. ઇમામશાહે પોતે પણ એવા અનેક પ્રપંચભરેલા પરચાઓ લખી પ્રસિધ્ધ કરાવી, ભોળા અને અભણ હિંદુઓને ફસાવવાના તથા વટલાવવાના અને ધૂતી ખાવાના મહાભારત પ્રયત્નો કર્યા હતા; એ આગલા જમાની વાતોને દૂર મુકીને આપણે આજની પરિસ્થિતિ તપાસીએ, તો પણ પાપી પેટને માટે કેટલાક દો અને કચ્છી કણબી જાતિના કેટલાક કુટિલ આગેવાનો પીરાણાની એ બધી પોલો જાણવા છતાં, ા એજન્ટ તરીકે કેવી પ્રપંચજાળો ગોઠવી રહ્યા છે, અને ભોળા લોકોને આવા આવા કલ્પિત ારો સંભળાવીને કેવી રીતે ઠગે છે, તેના અહીં અમે ફકત થોડાક દાખલાજ આપીએ છીએ.

## કેટલાક બનાવટી પરચા !

પીરાણા પંથની પૂજાનુ ચિન્હ મહોર-નબુવત છે. એક સૈયદ નજરફઅલીએ કચ્છી અજ્ઞાન પાટીને ભમાવી, ફોસલાવી ખાવા માટે પોતે ઇશ્વરના દશમા કલંકી અવતારનો ઢોંગી વેશ ધારણ કર્યો. વતની મહોરની એક ડાઇ (છાપ) તૈયાર કરાવી, અને તે કોઇ વખતે છાતીપર, કોઇ વખતે સાથળમં કોઇવાર પોતાના વાંસામાં એ છાપ બમાવી, સેવકોને બતાવીને પોતે કલંકી અવતાર હોવાનો દાવો

કરતો, અને કચ્છના ભોળા સેવકોને ધૂતી ખાતો હતો. એ ઠગાઇ પકડી પાડી બીજા સૈયદોએ તેને નાત બ્હાર મૂક્યો, અને પાછળથી સખ્ત દંડ લીધો ત્યારેજ તેને પાછો પોતાની જમાતમાં દાખલ કર્યો હતો.

સૈયદો દશોદ અને ભીખ ઉઘરાવતી વખતે, તેમજ સેવકોને ગુરૂ-મંત્ર આપતી વખતે પાણીમાં કપુર બાળી, હવામાં ફોસફરસ સળગાવી, જ્યોત પ્રગટાવવાનો ચમત્કાર બતાવે છે. પોતાના મોંમાંથી અત્તર જેવા કંઈ સુગંધી પદાર્થો રાખીને તેનું નુર બનાવી, ગેબમાંથી મેવા મીઠાઇ પણ મંગાવી દે છે! એવા અનેક ઠગાઇ ભર્યાં જાદુઇ ચમત્કારો બતાવીને આજ સુધી કચ્છી કણબી તેમજ બીજા સેવકોને તેઓ ઠગી ખાતા હતા. પણ પરદેશ જઇને પાવરધા થયેલા કેટલાક પાટીદાર યુવકોએ પ્રપંચીઓનું એ પોગળ ફોડી નાંખ્યું. બનાવટી લોખંડની બેડીઓ, જાદુઇ ખેલો કરનારા જેવી વાપરે છે, તેવીનો ઉપયોગ કરીને કરમસી કાકા નામનો એક મુખ્યવર જ્યારે ગાદીએ બેઠા, ત્યારે પોતાની મેળે બેડીઓ ખોલવાનું ચમત્કારિક પરાક્રમ કરીને તેણે કચ્છી ભોળા પાટીદારોને ઠગ્યા હતા!

હાલના મુખ્યવર લક્ષ્મણ કાકાએ પણ ગાદીએ બેસતી વખતે એવીજ અજબ ચમત્કારોની કેટલીક તોપો ગોઠવીને જીત મેળવી હતી.

“અમદાવાદમાં હડતાળ છે, અને સીધું સામાન કાંઈ મળતું નથી” એવું જણાવીને, આગળથી
૧૦ કરેલી છુપી ગોઠવણ પ્રમાણે ‘ઇમામશાહે વાણીયાનું રૂપ લઇને ઘી, ગોળ અનાજની પોઠો મોકલાવી દીધી છે!” એવો ગપાટો ચલાવ્યો હતો. અને ભાડુતી વાણીયા મારફતે સીધું મોકલાવી પોતાનાં ભોળા સેવકોમાં આબરૂ વધારી હતી, અને મજાહ તો એ છે-કે એ ચમત્કાર પાછો લક્ષ્મણ કાકાએ પોતેજ છપાવી જાહેર કર્યો છે!

“જેના ગુરૂ આંધળા તેના ચેલા ભીત!” એ કહેવત પ્રમાણે સૈયદો અને કાકાને પગલે ચાલી કેટલાક ઠગ કચ્છી આગેવાનો અને કણબીઓ પણ હાલમાં ચમત્કાર કરતાં શીખ્યા છે! અને અજ્ઞાન ગરીબ ભોળા પાટીદારોને આંખે પાટા બાંધી તેમને સાચા મનાવી ઠગી રહ્યા છે! જરા એમની ઠગ લીલા તો જુઓ! કચ્છ-વિથોણનો એક પાટીદાર આકાશમાંથી દુલદુલ ઘોડો ઉતારે છે! કેટલાક નીચ આગેવાનો રાતે કબ્રસ્તાનમાં ઇમામશાહનાં દર્શન કરાવે છે! કેટલાક વળી છોકરા ન થતા હોય, તેમને છોકરાં આપવાનો દાવો કરીને, ધોળે દહાડે વ્યભિચાર અને હડહડતા અનાચારો આદરી રહ્યા છે. એવા એવા મહાપાપોને પણ ભોળી કણબી કોમ હજુ સુધી નિભાવી રહી છે, એ કેટલી બધી દુઃખ અને ખેદની વાત છે?

આવા ભુખ્ખારસ ભગતોડ જાણે કેમ કુદરત અને ઇશ્વરને પણ પોતાને તાબે કરી બેઠા હોય, તેમ કેવા કેવા અસંભવિત ચમત્કારો બતાવી જગતને ઠગે છે! કેટલાક કુટિલ દલાલો તો લક્ષ્મણ કાકા પણ ઇશ્વરનોજ અવતાર છે, એમ જણાવીને લોકોને આંધળા બનાવે છે! વળી એ કાકાનો બળદ પણ ખાસ દેવનો અવતાર પેદા થયો હતો, એમ કહીને રત્નાપુરમાં એ બળદ જયારે મ ગયો, ત્યારે તેનો ઠાઠમાઠથી જનાજો કાઢીને કણબીઓ પાસે તેનું મુડદું ઉચકાવીને, એક મ્હો સરઘસ કાઢયું હતું! ઠગાઇ અને પ્રપંચોની હદ પણ તેઓ કુદીજ ગયા ને! બે

આવા આવા તો અગણિત ધતીંગ અને બનાવટી ચમત્કારો, એ પીરાણાનું ભૂતાવળ સુધી ચલાવી રહ્યું છે, અને ભોળા કણબી અને બીજા સેવકોને તેઓ ફોલી ખાય છે. તે વટલાવીને ઉભય લોકથી ભ્રષ્ટ બનાવી રહ્યું છે, અને દર સાલ એ પ્રપંચ-જાળમાં ફસાયેલા હિંદુઓ હજુ સુધી લાખો રૂપીઆનો ભોગ આપીને અજાણતાં પોતાના ધર્મ અને ધનને ડુબાવે

પીરાણાની બે ચમત્કારિક બાજીઓ તો હજુ પણ જાહેર રીતે ચાલુજ છે. લોખંડની બેડ પહેરાવે અને સાચો હોય, તો પોતાની મેળે ખુલી જાય, અને ખોટો હોય તો ન ખુલે! આ બ

મારફતે જેના તરફથી સારી લાંચ મળે, એની બેડીઓ તરત ખુલે છે અને બીજાની એટલે જેની બેડીઓ ખોલવી ન હોય, તેમની નથી ખુલતી !

## વટલાવનારી અમીની ગોળીઓ

વળી ઇમામશાહની કબરમાંથી નુર પેદા થવાનો એક બીજો ચમત્કાર પણ ચાલુ છે. સુગંધી અત્તર વિગેરે કબરનાં કાણામાં ભરીને નુરની જ્યોત જગાવે છે, અને એ કબરની માટી, મેલ, ધૂળ વગેરે મેળવીને અમીની ગોળીઓ પ્રસાદને માટે બનાવવામાં આવે છે, અને તે ફરજીયાત બધા સેવકોને ખવરાવે છે–અમે જાહેર ચેલેંજ કરીને ઘણી વખત છપાવ્યું છે કે, એ બન્ને બાબતો જુઠી, ધતીંગ અને હિંદુભાઇઓને કપટથી ફસાવી વટલાવનારી છે, છતાં આજ સુધી પીરાણા તરફથી કોઇ પણ તેનો બચાવ કરવાને બ્હાર પડયું નથી—લખમણ કાકા તો પોતાના સ્વાર્થને માટે આ પ્રપંચની આવી રીતે જાળ પાથરે, પણ પાટીદારો છતી આંખે તેમાં અંધ બનીને ફસાય, એ કેટલી બધી દિલગિરીની વાત છે ? શું સમજુ પાટીદાર ભાઇઓની ફરજ નથી, કે આ પ્રપંચ ઉઘાડો પાડી પોતાના હજારો ભોળા બંધુઓને પ્રપંચીઓની આવી કપટજાળમાંથી બચાવવાને માટે કદંપણ એવા યત્નો ન કરે ?

જે ભાઇઓ અજ્ઞાન અને ભોળપણના લીધે ફસાય, તેમના તરફ અભાવ ન રાખતાં, તેમની તો દયાજ ખાવી ઘટે અને તેમને વેળાસર એ પાપના ફાંસામાંથી બચાવી લઇને આપણી શુદ્ધ ક્ષત્રી–પાટીદાર જાતિને પાછી ઉંચી સ્થિતિમાં લાવવી જોઇએ એ આપણા સમજુ સુધરેલા અને સારી સ્થિતિ ભોગવતા સઘળા પાટીદાર ભાઇઓની મુખ્ય ફરજ છે મે લખમણ કાકાનાં તેમજ પીરાણાના પ્રપંચો ખુલ્લા પાડીને એક વરસ અગાઉ " એક પ્રાસ્તાવિક નિબંધ " પ્રસિદ્ધ કર્યો છે; જેમાં જાહેર ચેલેંજ છાપીને પીરાણાપંથ હિંદુ–ધર્મ તરીકે સાચો ઠરે તો,સાચો ઠરાવનારને દશ હજાર રૂપિયાનું ઇનામ આપવાની શરત કરેલી છે, છતાં આજ સુધી તેનો જવાબ આપવાની પણ કોઇ પીરાણાપંથી હિમ્મત કરી શકયો નથી. એજ સ્પષ્ટ સાબીત કરી આપે છે કે, એ પંથ પોલપોલ અને તદ્દન ધતીંગજ છે.

વળી સૈયદ બાવા સાહેબ અહેમદઅલી ખાકી નામના એક સૈયદે પણ એવા નીચ સૈયદો અને કપટી કાકા–સાધુઓની ખુબ ઝાટકણી કહાડીને તેમના પાપી પ્રપંચો ઉઘાડા પાડયા છે. તે પોતાની એક બુકમાં લખે છે કે,–"એ સાધુ થયેલાઓ પણ સટ્ટા, સાટાં, વેશાર, રૂન, શેર, મીલોના પ્રપંચમાં પડી, ચંડાળવૃત્તિ પોષવાને રાંડો રાખી, મોજમજાહ કરે છે અને રાખી શોખ માણે છે—ધરમનું ખાઇ સેવકોની બ્હેન દીકરીઓની લાજ ઉપર તરાપ મારે છે. અને ધર્મને પૈસે જ્યાં જ્યાં આવાં પાપી ધામો થાય, ત્યાં નિર્લજ્જ બનીને પૈસા આપનારા અજ્ઞાની ધર્મીઓ એ જોયાજ કરે એજ ર્મના નાશનું મહાન કારણ છે "

કુટિલ સૈયદો અને સાધુ કાકાઓ માટે બળતાં હૃદયથી એક સૈયદના પોતાનાજ આ શબ્દો ને, સુજ્ઞ કણબી ભાઇઓ ! હવે તો તમારી આંખો ઉઘાડો. અમારૂં હૃદય આપણી કોમની આ દશા ો ચીરાઇ જાય છે. આંખનાં આંસુ દિવસ રાત્ર સૂકાતાં નથી. છતાં તમને તો કંઈજ લાગતું –ભગવાન તમારા ઉપર દયા કરે અને તમે પણ અમારા ઉપર દયા કરીને સુધરો, નહીં તો ણી જાતિનો છેકજ નાશ થઇ જશે–એ નક્કી જાણજો, એથી વિશેષ તે હું શું લખી શકું ?

લી૦ સ્વજ્ઞાતિ હિતચિંતક–સેવક,

**પટેલ નારાયણજી રામજીભાઇ કોન્ટ્રાકટર**

કચ્છ વીરાણીઆલા, હાલ–ઘાટકોપર, (થાણા) મુંબઇ.

### અમારા સદરહુ લેખના જવાબમાં સૈયદ મી. ખાકીએ છપાવેલું ચીથરીયું.

# મહાન ધૂર્ત બાજની પોલ.—

## —સામાન્ય જનોને ઠગવાનાં કાવત્રાનો જવાબ.

—❧❧—

સૂર્યથી અંજાએલ સૂર્યની સત્તા નહિ સમજનારા રાતના રાજાઓ રાતે કલોલ કરે છે. ઉમંગે મલકાઇ સૂર્યને શ્રાપો આપે છે. "કદી નહિજ ઉગે" એ આશાએ બણગાં ફુંકી પોતાના સ્વજનોને ભોળવવા ટાઢી મીઠી નિંદાએ હાંસી કરે છે. સૂર્ય તેઓની કાંઇ દરકાર ન કરતાં પોતાનો કર્મ-વ્યુહ સાચવ્યાજ કરે છે.

સત્પથથી અજાણ કંટ્રાકટર મી૰ નારણ રામજીભાઇ એક હુશીયાર લેખક અને સુધારક તરીકે સ્વજનોમાં સારૂ માન પામવા જ્ઞાતિ અને કુળમાં કલહ ઉપજાવી પ્રખ્યાત થયા છે. તેઓએ ફક્ત ઇર્ષાનાં આકર્ષણે ઘણીજ ન થઇ તકરારોના લેખો અવારનવાર એકજ વિષયના છપાવ્યા છે. તેના જવાબો અપાઇ ગએલા, છતાં પોતાની પાપી પીંજણ મૂકતા નથી. યુક્તિ પ્રયુક્તિએ વાચાળ શકિત અજમાવવા શરળ, શુદ્ધ લેખો અને વાતાવરણને ઉલટાવી દ્વેષાગ્નિ પ્રજવલિત કરવાના પ્રયત્નો અજમાવ્યા કરે છે. ભોળા લોકો એ મિત્રના ભોગ થએ અથડાય છે, પાછા છુટી ટૂટી નિરાલા થઈ જાય છે. છતાં પોતાની નીચ યુકિતયોનો છેહ આવવા દેતા નથી.

હાલમાં તેઓએ "પ્રપચીઓનાં પાપ" એવા હેડીંગનું એક હસ્ત-પત્રક સરળ વરણનને ઉથલાવી કોમમાં દ્વેષાગ્નિ સળગાવવા ભગીરથ પ્રયત્ન કર્યો છે. તે લેખની છેવટે હમારા લેખ વતીના ઉલ્લેખે જૂઠો પ્રહાર (આક્ષેપ) કર્યો છે. પવિત્ર સત્પંથી પુણ્યશાળી સૈયદો અને કાકાઓને ઉતારી પાડવાની નીચ યુકિત મારા લેખના બાને પ્રગટ કરતા મથ્યા છે, એજ એમની કપટી યુકિતની સીમા છે. મારા લેખની મતલબ એવી છે-"ધુર્તો, દગલબાજો, કુકર્મીઓ એવા સાધુઓ જેનાં હેન્ડબીલો, ફીલમો, નાટકો થયા કરે છે, તેવાઓ સત્પથની નિંદા કરી, સત્પંથને શત્રુ માનનારા મહાશયોના ઘરમાં ઉતારા કરી રહે છે. તેઓની બેન દીકરીઓની લાજ ઉપર તરાપો મારે છે. તેમાં રાંડેલીઓના ગર્ભપાત થાય છે. જેના કેસો ભૂજાદિ કોર્ટોમાં ચાલ્યા છે. તેમજ મેઘવાળ જેવી વર્ણનાં સાધુઓને ઘરમાં રાખી શિષ્ય થઇ વટલે છે, નોતીયારને ગુરૂ કરી ચરણ ધોઇ પીએ છે. તેવાઓને આધિન થઇ પોતાની લાજને નાણાં સોંપે છે. જ્યાં એવા વટેલ ધર્મી પોતાને ઉત્તમ ધર્મી કહેવરાવતા હોય! ને તેવા કુકર્મને જોયા કરે! એજ પ્રેમન્ત ધર્મના નાશનુ કારણ છે, તેઓને સત્પંથ સૂઝેજ નહિ. તેઓ સૈયદો અને કાકાઓની ને શિષ્યોની નિંદા કર્યા કરે" તેવા સાધુઓને ઉદ્દેશીને મારો લેખ હતો. તેમાં 'સૈયદો' કે 'કાકા' એવો કોઇ શબ્દજ આવ્યો નથી; છતાં નારણજીભાઇને દ્વેષાગ્નિ ? મિથ્યા લવરીએ અંધ બનાવી, હમારા નામથી લેખ લેવા ઉશકેર્યા છે. એ કુડા લેખનો કે વિસ્વાસ કરવો નહિ. મારે કોઇપણ વ્યકિતના વિષયમાં કાંઈ પણ લેખની અગત્ય છેજ નહિ સર્વ નારણ રામજીભાઈનાં ફાંફાં છે.

(નારણજી રામજી અને સત્પંથને શત્રુ માનનારા મહાશયોના લેખો સંબંધી જવાબોનં લેખ હમોએ લખી તૈયાર કરેલો છે. સત્પંથીયો તે છપાવરાવશે તો હમો તે મફત મહેનત તેઓની સેવા કરી આપીશું. આ લેખ ફક્ત નારણજીભાઇનાં જુઠાણાની ઉઘાડનો છે. આખા જવાબ નથી. જવાબ અવકાશે પ્રગટ કરીશુ.) હાલ એજ. તા. ૨-૪-૨૫ લી. સત્પંથનો સે

**સૈયદ બાવાસાહેબ અહમદઅલી,** જ

મુ: પીરાણા પો. ગીરમથા ડી. અહમદાબાદ

# સૈયદ ખાકીનાં એ હેન્ડબીલનો ખુલાસો.

મી. ખાકી ! તમો કહો છો કે, "હમારા લેખવતીના ઉલ્લેખે જૂઠો પ્રહાર કર્યો છે." આ શું તમો સાચું લખો છો ? કંઇક તો ખુદાનો ડર રાખો. જૂઓ ખાત્રી કરો. તમારા હાલમાજ પ્રસિદ્ધ કરેલા "નવમો મોટો શ્રી બુદ્ધ અવતાર"–ભાગ ૧ લો–એ નામના પુસ્તકમાં "**સજ્જનોને બે બોલ**" એ મથાળાંવાળા અગ્રલેખમાં પુસ્તક પાને ચોથે, ચૌદ લીટીઓ મૂકીને પછી ફુલસ્ટાપમાં તમે લખો છો કે,—

"ધર્મના નામે નાણાં કઢાવવાનાં મિશનો બાંધીને તેથી આવતાં નાણાંએ ઘોડા આદિની શર્તોનો જુગાર રમી, શયતાની કાર્ય કરનારાઓ પછી પોતે તો પીર, ઇમામ વગેરે કહેવરાવે છે. સાધુ થએલા પણ સટ્ટા, સાટા, વેપાર, જીન, શેર, મીલોમાં પડી ચંડાળવૃત્તિ પોષવા રાંડો રાખીને મોજ મઝાહ શોક વધારે છે. નાણાંવટી બની ધર્મનું ખાઇ બેન દીકરીઓની લાજ ઉપર તરાપો મારે છે ! ધર્મને પૈસે જ્યાં એવાં કાર્ય થાયે અને તે નિર્લજ બની પૈસા આપનારા ધર્મીઓ જોયા કરે, એજ ધર્મના નાશનું કારણ છે." આ તમારા પોતાના પુસ્તકમાં તમે જાતે લખી છપાવીને પ્રસિદ્ધ કરેલા તમારાજ શબ્દો છે કે, તમારા કોઇ લાગતા વળગતાએ પાછળથી ઘુસાડી દીધેલા છે ? ત્યારપછી એજ "**બુદ્ધા અવતાર**"ને પાને અગીયારમે સાત લીટીઓ છોડીને તમે લખો છો કે;—

"જેઓ પોતાને મોટા, પૂજ્ય, સાધુ, ગોર, પીર, ફકીરાદિ વિશેષણોમાં ગણી પૂજાવવાનો ઢોંગ કરે છે, અને શાસ્ત્રોએ કહેલી ક્રિયાઓ પાળતા નથી, તેમને પહેલા નંબરના ઠગ કે ચંડાળ કહી એથી બીહતા રહેવું. અને તેનો સંગ કદી પણ નજ કરવો. પોતાનાં બાળ બચ્ચાંઓને તેથી અળગા રાખવા, નહિં તો તેનો ચેપ લાગવાથી સતપંથીઓ પણ આળસુ, પ્રમાદી, બની દુષ્ટ–ચંડાળ થઇ જવાનાજ ! એવા ધૂર્તોના હાથમાં ધર્મને નામે કે પુન–ખેરાત–ધર્મ–દાન વગેરે કોઇ પણ રીતે કરી પૈ, પૈસો જવાનાંજ દેવો." સતપથી સૈયદમીયાં ! આ તમારા પોતાનાજ શબ્દો ફરી એકવાર આંખો ઉઘાડીને વાંચી જૂઓ. એ તમારાં છુપી રીતે પાળવામાં આવતા–બહારથી હિંદૂ અને ભીતરથી મુસલમાન બનાવનારા, હિંદૂ–મુસલમાન બન્નેને ગાળો બાંડનારો, કબ્રસ્તાની સતપંથના સેવકો અને મુરીદો માટેજ લખાયેલાં ખાસ ધર્મશાસ્ત્રનાં પુસ્તકમાં તમે જાતે લખેલા આ ખાસ તમારા શબ્દો તમે કોને માટે લખ્યા છે ? એ તમારા આત્માનેજ પૂછી જુઓ, પછી જૂઠું બોલો ! એ પુસ્તક તમારા સતપંથીઓમાંજ ખાસ વેચવા માટે તમોએ છપાવ્યું છે. જે આવું પુસ્તક તમારા વડીલે બનાવેલું હડહડતાં જુઠાણાં, પ્રપંચ અને ધર્મ–નિંદાના ઝેરથી જ ભરેલું છે–એ પુસ્તકને તમારા સતપંથીઓ સીવાય બીજું કોઇ તો લેતું, વાંચતું કે અડકતું પણ નથી, તેમજ સતપંથીઓ, તમારા સૈયદો, કાકાઓ ઢોંગી સાધુઓ સિવાય બીજા કોઇ પણ હિંદુ બ્રાહ્મણ કે સાધુઓને તમારી પ્રપંચી સમજાવટથી આંગણે ઉભા રહેવા દેતા નથી, એવા અંધશ્રદ્ધાળુ અને અજ્ઞાની સેવક–સેવકાઓની આંખે પ્રપંચના બાંધવાને ખાસ પ્રગટ કરેલાં પુસ્તકમાં ઉપરનો તમારો પોતાનો લેખ, તમોએ માત્ર તમારી જાતનાજ ન સૈયદભાઇઓ અને તમારા પંથના કાકાઓના ઇર્ષા–દ્વેષથી ઉશ્કેરાઇને ખાસ તેમને માટેજ લો છે–પણ પછી જ્યારે તમારી લુચ્ચાઇથી ભડકેલા કાકા અને તમારા સૈયદભાઇઓના તરફથી ને સખત ધમકીઓ અપાઇ અને દબાણ થવા લાગ્યું ત્યારે તમે હવે થૂકીને ચાટવા તૈયાર થયા છો.

માત્ર એટલુંજ નહીં પણ અમારાં હેંડબીલની એક પણ દલીલનો રીતસર જવાબ આપવાને બે "મહાન્ ધૂર્તઆજની પોલ અને સામાન્ય જનોને ઠગવાનાં કાવત્રાંનો જવાબ !" આવા બદનક્ષીભર્યા મ હેડીંગનું ઉપર જણાવેલું **ચીથરીયું છપાવી, પીરાણા–પ્રપંચ ના પોલના ફાટેલા આભને** ઠાઇ અને ઠગાઇનાં **થીગડાં મારવાની** તમે ફોકટ મહેનત કરી રહ્યા છો; પણ સત્યના સૂર્ય સામે

ધૂળ નાખનારૂં ઘુવડ પોતેજ દિવસના આંધળું બની જાય છે, એની તમને કયાં ખબર છે ? એ તો અજ્ઞાનના અંધારીયામાં ભલે ગુમાનથી ઘૂ–ઘૂ કરીને બે ઘડી આમતેમ તરફડીયાં મારે, પણ પાપ જ્યારે છાપરે ચડીને પોકાર કરવા લાગશે ત્યારે પેટભરાઓની તાકાત નથી, કે તેને તેઓ કોઇ પણ રીતે છુપાવીને ઢાંકીને બચાવી શકે !

અમારા લેખો તે દીવા જેવું સ્પષ્ટ બતાવી આપે છે કે,–પીરાણા સતપંથ તેમજ તેના મુરશીદો અને મુરીદોમાં કેવાં પાપ અને પાખંડ ચાલી રહ્યાં છે ? અને તેમાં અજ્ઞાની, અંધશ્રદ્ધાળુ ભોળા લોકો ગાડરિયા પ્રવાહની પેઠે ભેસ્તની લાલચે અથડાઇ–પટકાઇ તમારો ભોગ બનીને કેવી રીતે ધન તેમજ ધર્મને લૂંટાવી રહ્યા છે ? પણ હવે એ પાપનો ઘડો પૂરે પૂરો ભરાઇ રહ્યો છે. પીરાણા પાખંડનાં પુણ્યો હવે પરવારી ચૂકયાં છે, અને સૈયદ સાંઇમૌલા ! તમે પણ વખતસર ચેતીને પ્રમાણિકપણે રોટલો રળી ખાવાની હવે કોઇ બીજી હીકમત શોધી રાખજો, નહીં તો જે વખત જાય છે, તેમાં તમને પણ ભૂખે મરવાનોજ વખત આવશે. પીરાણા પંથની ડુગડુગી હવે આ પ્રકાશિત જમાનામાં વધારે વખત ચાલવાની નથી. પોપાંબાઇનાં રાજ્ય તો ચાલ્યાંજ ગયાં છે, એ ચોક્કસ સમજજો. અમે તો એજ ઇચ્છીએ છીએ કે, તમને કોઇ પણ રીતે આ લેખથી પાનો ચડે અને તમે જો તમારા કબ્રસ્તાની પંથમાં સચ્ચાઇનો જરા એક છાંટો પણ હોય, તો તે પૂરવાર કરવાને અને જગતને એ તમારી સચ્ચાઇ અને પવિત્રતા જાહેર રીતે બતાવી દેવાને માટે મેદાનમાં બહાર આવો. આજે વરસો થયાં તમારાં અનેક પુસ્તકોમાં તમે પ્રકટ કરો છો કે, "સતપંથની સમજ નામે બુક (જેમાં નારણ ગોપાળ, નારાણજી રામજી, યુવકમંડળ, રણછોડ આદિનો સામટો જવાબ છે.) એ પુસ્તક અમારી પાસે વરસો થયાં છપાવવાને તૈયાર છે" અને વળી હમણાનાં હેંડબીલમાં પણ છેલ્લે તમે લખો છો કે, ( નારાયણજી રામજી અને સતપંથને શત્રુ માનનારા મહાશયોના લેખો સબંધી જવાબોનો એક લેખ હમોએ લખી તૈયાર કરેલો છે. સતપંથીઓ તે છપાવરાવશે, તો હમો તેની મફત મહેનત કરી તેઓની સેવા કરી આપીશું.)

જો એ લેખ તમારી પાસે તૈયારજ હોય, તો આજસુધી છપાવતા કેમ નથી ? આટલાં બધાં પ્રપંચી–પુસ્તકો છપાવીને સેવકોના હજારો રૂપિયા કાતરી ખાઓ છો, છતાં એટલો જવાબ છપાવવા જેટલી શું તમારી શક્તિ નથી ?

વળી દશોંદ ભરીને સ્વર્ગના વાયદાની હુંડી લખી આપનારા તમારા ખીચડીઆ પંથનાં શાસ્ત્રમાં તમારા ઇમામશાહ તેમજ તમો પણ જણાવો છો કે,–"સતપથ માનનારને સવાલાખ વરસ સુધીનું રાજ્ય મળશે. અને પછી સ્વર્ગમાં સોનારૂપાંની ઇંટો અને કેસર–કસ્તુરીની સુવાસિત ગારથી બનાવેલાં રત્ન જડિત ચળકાટ મારતા પાંચસો માઇલના ઘેરાવામાં આવેલા ભવ્ય અને આલીશાન મહેલો, બાગબંગલા અને બગીચાઓ સહિત મળશે ! જેની અંદર શરાબ (દારૂ) દુધ, મધ, અને અમૃતના વહેતા ઝરાઓ અને સોના–રૂપા–હીરા–માણેકજડિત હોજો, ફુવારાઓ સાથે ચકચકિત મકાનો મળશે ! એટલુંજ નહીં પણ ઘણીજ સુંદર પચાસ હુરીઓ (અપસરાઓ) અને તેનીસાથે સેવા ઉઠાવનારા પાંચસો છોકરાં તથા પાંચસો નુરી ફિરસ્તાઓ અગાઉથીજ ત્યાં હાજર રહેશે ! એ સિવાય અનેક પ્રકારની હેરત પમનારી અમુલ્ય જણસો અને મનમાન્યા ભોગવિલાસો પણ ત્યાં સતપંથના સેવકોને મળશે !"–આવાબિ જ્યારે તમારા સેવકોને તમો આટલી બધી ભેસ્તની સાહેબી નિવાજી નાંખવાને તૈયાર થયા છો, ત એક નાનો સરખો લેખ છપાવવાને માટે સતપથીઓને શામાટે અરજ કરો છો ? પોતાના ધર્મનાં રક્ષણ મ તમારા સતપંથી સેવકોમાંથી પણ તમને કોઇ એટલી પાંચ પચીસ રૂપિયાની ભીખ સુદ્ધાં નથી આપત.

વળી તમે સૈયદો અનેકાકાઓએ સામસામે કોર્ટે ચડીને ધર્મના લાખો રૂપિયા, જરા પણ આંચ ખાધા વગર બરબાદ કરવાનાં પગલાં લીધાં, પણ તમારા ધર્મના બચાવ માટે અને બીજાના આ ચોનો જવાબ આપવા માટે તો આવી એક નજીવી રકમ પણ તમોને આજ સુધી મળતી નથી ?

૧૨૨૮



અમને તો લાગે છે કે, જવાબ આપવાની આ એક સૂકી ગપજ તમે ઉડાવ્યા કરો છો–અને સાચી દલીલોનો જરાપણ જવાબ આપવાની તમારામાં કશી તાકાતજ નથી. છતાંય જો ફક્ત છપાવવાના ખર્ચને માટેજ અટકી બેઠા હો, તો અમે તમારો એ ખુલાસો અને જવાબ અમારે પોતાને ખર્ચે છપાવી આપવા તૈયાર છીએ, અથવા કેટલો ખર્ચ થશે તે જણાવો, તો તેનો બંદોબસ્ત કરી આપીએ. તમે એટલા માટેજ મુંઝાઓ છો શું ? સૈયદ બાવામીયાં ! તમારા જાતભાઇ કેટલાક સૈયદો પોતેજ કહે છે કે "અમારો પીરાણા સતપંથ તો દીન મહમ્મદી એટલે ઇસલામી ધર્મ છે, અને બાવામીયાં, તો મતલબી છે અને પેટને ખાતરજ ઓગણીશમું પુરાણ લખીને બનાવટી ચોપડીઓ પ્રગટ કરી, લોકોને ખોટો ધોખો આપે છે અને કાકા તેમજ સતપંથીઓની ખોટી ખુશામત કરીને તેમને ધૂતી ખાવા માટેજ આવી પ્રપંચબાજી ખેલી હાજીહા કરી રહ્યા છે," તેનો તમે શું જવાબ આપો છો ?

તમારા પુસ્તકના એ ફકરાઓ તો આબાદ તમારી જાતના સૈયદો તેમજ લક્ષ્મણ કાકા જેવા આમદા હિંદુ મુજાવરોનેજ લાગુ પડે છે, તેમાં જરા પણ શક નથી; પરંતુ હવે તેમને "**પવિત્ર સતપંથી પુણ્યશાળી સૈયદો અને કાકાઓ**" કહેવાને બહાર પડયા છો, તો મને બતાવશો કે તમારાજ પુસ્તકમાં એ વિશેષણો કયાં લખેલાં છે ? તમે આ હેન્ડબીલમાં છાપેલાં વાકયો અને મૂળ પુસ્તકનાં અમે ટાંકેલાં વાકયો જરા ખુદાને ખાતર તો મેળવી જૂઓ ! આવું હડહડતું જૂઠાણું ચલાવીને તો તમે પોતે ધર્મસંકટમાં સપડાયા, અને પીરાણાના સૈયદો તેમજ કાકાઓને નગ્ન સત્ય કહેવા ... પોતાની થયેલી ખાખાવીખીથી ગભરાઇને હવે ફેરવી બાંધવાને ખોટો બચાવ કરવા ઉભા થયા છો, પણ એથી કઇ તમે તમારા સૈયદો અને કાકાઓની આંખમાં ધૂળ નહીંજ નાખી શકશો. 'પ્રપંચીઓના પાપ અને કલિ મહારાજની લીલા'વાળા લેખનો સીધો જવાબ આપવાને બદલે 'મહાન ધૂર્તબાજની પોલ'ના ઢોંગથી લેખ લખવામાં પણ તમોએ મારેલા ખોટાં હવાતીઆં અને ફાંફાં છેક ઉઘાડાં પડી જાય છે.

સનાતન આર્ય–હિન્દુધર્મના સૂર્યની મહાન્ સત્તા અને તેનો પુણ્યશાળી પ્રભાવ **નહીં સમજનારા** સૈયદ બાવા સાહેબ ! રાતના ઘૂ ઘૂ રાણાની માફક તમે પોતાના અજ્ઞાન અને ભોળા **હિન્દુ સેવકોમાં બધે** તોપ ઠોકી મલકાઇને કહો કે, અત્યારે તો સતપંથનો વારો છે. પણ એવાં ખોટાં બણગાં ફુંકીને વેદો તથા શ્રુતિસ્મૃતિઓના અર્થો પલટાવી, પોતાના વડીલે ઉભા કરેલા આર્યંદભ્ય **પીરાણાપંથની હાલતો એવી રીતે** હિન્દુઓમાં તથા ઇસ્લામીઓમાં પણ તમે હાંસીજ કરાવી રહ્યા છો.

મી. ખાકી, તમો જણાવો છો કે, મી૦ નારાણજી–રામજી **સતપંથથી** અજાણ છે. પણ ખાકી ! હું તમને ખાત્રી આપું છું કે, તમારા સતપંથને હું બરોબર પીછાણું છું. તમારા કરતાં પણ એ પંથના પ્રપંચો, ભેદો અને રહસ્યોને હું વધારે જાણું છું. એ સતપંથ તમારા વડીલોએ હિન્દુઓને દગાથી વટલાવીને મુસલમાન બનાવવા માટેજ ઉભો કર્યો છે. બ્રાહ્મણ અને ભોળા કણબી, કાછીયા, ગોલા જેવા હિન્દુઓને ફસાવવાની તેમાં અનેક યુક્તિઓ રચેલી છે. હાલના તમો તેના વંશના પણ તમારા વડીલના પગલે ચાલી, હિન્દુઓને વટલાવવાના અનેક પ્રપંચો અને કાવાદાવા ખેલી રહ્યા, જેની પોલો અનેક વખત અમારા તરફથી જાહેર રીતે ખુલી પાડવામાં આવી છે, અને હજી પ્રસંગે ખોલવામાં આવે છે, તે તમો સારી રીતે સમજો છો.

વળી મી. ખાકી–તમે છેક જુઠુંજ લખો છો કે, "એવા લેખોનો જવાબ અપાઇ ગયો છે !" હું છાતી ઠોકીને કહું છું કે, આજસુધી મારા કોઇ પણ લેખનો એક પણ જવાબ અપાયોજ નથી. એટલુંજ નહિ પણ મારો છેલ્લો જાહેર લેખ "**પ્રપંચીઓના પાપ અને કલિમહારાજની લીલા !**" વાળા હાલના તાજા લેખનો જવાબ પણ તમે નથી આપી શકતા ! આ તો તમારા ઉપર જ્યારે અતિ ભયંકર આફત આવી પડી છે, ત્યારે તે ટાળવાને માટે તમે પહેલવહેલુંજ રદી પતાકડું છપાવીને

ખોટા બચાવનાં ફોકટ ફાંફાંજ માર્યાં છે. અમે ઉપરના ભાગમાં ટાંકેલા તમારા પોતાનાજ શબ્દનો અર્થ પલટાવી હવે તમે સૈયદો તેમજ કાકાઓનો છેકજ જુઠ્ઠો અને લૂલો, બચાવ કરવા બનાવટી દેખાવ કર્યો છે, પરંતુ એ દેખાવ કરવા જતાં તમો છેકજ ભાન ભૂલીને તેમને વધારે ઉઘાડા પાડી રહ્યા છો. તમે લખો છો કે,–"સતપંથને શત્રુ માનનારા મહાશયના ઘરમાં ઉતારા કરીને કુશીલ સાધુ રહેતા હોય, તેઓની બેન-દીકરીઓના ઉપર તરાપ મારતા હોય, તેમને માટે મેં લખ્યું છે. ને તેની અમે નિંદા કરી છે." તે વાતને, સતપંથના શત્રુને તથા તમારાં સદરહુ પુસ્તકને શું સંબંધ છે? સતપંથીઓ બીજા તે કોને માને છે? કચ્છમાં ઘોડા ઇત્યાદિની શરતોનો જુગાર છેજ નહીં. તેમજ સાધુ, પીરકે ફકીર થયેલા પણ સટ્ટા, શેર, મીલ, જીનના વેપારો કરનારા કચ્છમાં કોઇ પીર કે ફકીરોજ નથી. ત્યાં કોઇ મીલ નથી. ત્યાં શેરોનો સટો નથી. એ બધું તો તમારા કાકાઓજ કરતા હતા, અને તે માટે તમે કોર્ટે પણ ચઢ્યા હતા. એ બધી તમારી વાતોને હવે પલટાવીને લખવાની તમારી ચાલાકીથી કોણ ઠગાશે? સૈયદજી! તમારી ચતુરાઇ તો ચૂલે ચઢી ગઇ છે! એ તમારા લેખને કોઇ માને કે નાં માને, તેના સાથે પણ મને તો કંઇ લેવાદેવા નથી, હું તો ફક્ત તમારા અંતરાત્માનેજ પૂછું છું કે, જો તમે ઇર્ષાથી તમારા ધર્મભાઇઓ માટેજ લખ્યું ન્હોતુ, તો કાકા અને સૈયદોએ તમારો એ લેખ હાલ રદ શામાટે કરાવ્યો? તમોરા; અને તમારી માજીના હક્કો શામાટે બંધ કર્યા હતા? એ બધો તો તમારા સદરહુ અદેખાઇ ભર્યા લેખોવડેજ ઉદ્ભવ્યું હતું કે નહીં? સૈયદો અને કાકાઓની વચમાં તમારી સ્થિતિ પાછળથી સૂડી વચ્ચે સોપારીના જેવી થઇ ગઇ હતી કે નહીં? અમને તમારીબહુ દયા આવે છે! એક તરફ તમો દુઃખે પાપે પૈસા પેદા કરીને પેટ ભરો છો, તેમાં વચ્ચે એકાદ વખત કાકા અને સૈયદોને માટે ખરેખરૂં વાજબી કહ્યું, તે માટે તો મને તમારા તરફ કંઇક ભાવ પેદા થયો હતો, પરંતુ પાછળથી તમારી આટલી બધી નામર્દાઇ અને ખુશામતવૃત્તિ જોઇને હવે તો મને ભારે દિલગિરી તેમજ દુઃખજ પેદા થાય છે.

હાથીના ચાવવા અને દેખાડવાના દાંતો જુદા હોય છે–તે પ્રમાણે તમે પણ જાતે મુસલમાન હોઇને-પોતાને "સંતપથના સેવક" લખો છો, અને હિંદુ દેવતાઓની સ્તુતિ અને પૂજા કરો છો–એ બાબતનાં અનેક ન્હાના મોટાં પુસ્તકો પણ છપાવી, તેમની આઠ આઠ ગણી કિંમતો રાખીને, ભોળા સતપંથીઓને ધુતી ખાઓ છો. એ બાજી માત્ર પેટ અને પૈસા માટેજ કે બીજા કોઇ હેતુથી ખેલી રહ્યા છો? દીન મહંમદી મુસલમાન હોઇને તમે,–મોક્ષદ્વાર, **સતપંથીની સંધ્યા, બુદ્ધઅવતાર** મોટો, **સંતવાણી, ભાભારામ સુબોધ, નાંયાકાકાનો સંવાદ, સત્યનું શોધન**, ભક્તની શોધ, પરછા, અરજી, **સતપંથી આજ્ઞાપત્ર, સતપંથીઓનું કર્મ, સતપંથીઓનું પૂજન, અથરવેદ, ઉપનિષદ અને ગાયત્રી**, વગેરે હિંદુધર્મ અને હિંદુ દેવતાનાં નામો; પૂજા, પાઠ ગોઠવીને તમે પુસ્તકો છપાવ્યાં છે, **અને હજારો** રૂપિયા તેમાંથી મેળવીને ગડપ કરો છો. એ ધુર્ત્તબાજી, પોલ અને કાવત્રુ નહી તો બીજું શું? એ બધ પુસ્તકોમાં તમે જે હિંદુધર્મ, ઇસ્લામી ધર્મ, જૈનધર્મ, બુધ્ધધર્મ, વગેરે દુનિયના અનેક પવિત્રધર્મોનીહડહડ નિંદા અને બદનક્ષી કરેલી છે, તેનો અમોએ અનેક વખત જવાબ પણ માંગ્યો છે અને એ હડ ભયંકર જૂઠાણાંનો રોમાંચક ઇતિહાસ અમે તૈયાર કર્યો છે, તે પણ પ્રભુની કૃપાથી થોડાજ વ તમારાં કલ્યાણ માટેજ છપાઇ પ્રકટ થશે. એટલે તમનેતેમજ જગતને સંપૂર્ણ ખાત્રી થઇ જશે કે, કાવત્ર કોણ છે? ખરા ધુર્ત્ત તે કોણ છે? અને જગતમાં પ્રપંચો તે કોણ ખેલે છે? અરે! એક પાપી ખાતર આવી નીચ પ્રપંચજાળ બિછાવીને શામાટે પોતાના અને બીજાના બન્ને લોક બગાડો છો ખાજી! પ્રભુને ખાતર, ખુદાને ખાતર–હવે તે. સત્યનો પ્રમાણિક માર્ગ પકડો. સમજુને તો ઇશ બસ હોય! માટે હજી પણ ચેતીને સીધે રસ્તે ચાલશો?

લી૦ તમારો શુભચિન્તક,

**પટેલ નારાયણજી રામજીભાઈ કોન્ટ્રેક્ટર.**

કચ્છ–વીરાણીવાળા–હાલ ઘાટકુપર (થાણા)–મુંબ